# સાસરે વિદાય થતી પુત્રીને

# સોનેરી શીખામણ


વીરચંદ લાલચંદ શાહ રે. આરકોટ

હાલ મુ. ધુળીઆ.





ત ૧૦૦૦ — સંવત ૧૯૮૬

મૂલ્ય—શુભ આશીર્વાદ

ॐ

## સાસરે વિદાય થતી પુત્રીને

# સોનેરી શીખામણ



હોઇ અચલ અહિવાત તુમ્હારા,
જબ લગી ગંગ જમુન જલધારા.



લખી, છપાવી પ્રસિદ્ધકર્તા
**વીરચંદ લાલચંદ શાહ**
રે. આરકોટ લાલ ધુળીઆ

# સમર્પણ

ચીરંજીવી વિજ્યાકુંવર!
ચીરંજીવી મંચ્છાગૌરી!

**તમારી જનનીના અભાવે**
આ
**સોનેરી શીખામણની નાની શી પોથી**
તમનેજ સમર્પણ કરૂં છું.

જ્યારે લગ્ન ગ્રંથીમાં જોડાઇ સાસરે વિદાય થાઓ ત્યારે આ શીખામણ હૃદયમાં ધારી, તે પ્રમાણે વર્તન રાખી સુખી થજો એ અંતઃકરણના આશીર્વાદ છે.

હોઇ અચલ અહિવાત તુમ્હારા,
જબ લગી ગંગ જમુન જલ ધારા.

અસ્તુ

વીરચંદ લાલચંદ શાહ

# સાસરે વિદાય થતી પુત્રીને
# સોનેરી શીખામણ

### પુત્રી પ્રત્યે માતા કહે છે.

મ્હારી વ્હાલી દીકરી! તું ડાહી અને સમજુ છે, તેથી તને કંઇ શીખામણ આપવા જેવું નથી. પરંતુ મા તરીકે મારી ફરજ સમજી આ પ્રસંગે તને બે બોલ કહેવા ઇચ્છા રાખું છું; તો તે પ્રત્યે તું જરૂર ધ્યાન આપીશ.

તું હવે જીવનની અપૂર્વ દશાને પ્રાપ્ત થઇ. આ ઘરની દીકરી મટી બીજા ઘરની વહુ થઇ. અમારા કુળને શોભા મળે, તેમજ તારા શ્વશુર પક્ષની આબરૂ વધે તેવું વર્તન રાખજે. તારા શ્વશુર પક્ષના કોઇ પણ

પુરૂષવર્ગ અને સ્ત્રીવર્ગ તરફથી તને કાંઇ પણ કહેવામાં આવે અગર ઠપકો આપવામાં આવે, તો અને બીજું ઘરના ખાનગી રહસ્યની વાત, આડોસી–પાડોસી અગર અન્ય પાસે કદી પણ ઉચ્ચારતી નહિ. કેમ કે કોઈ પણ દુઃખ ભાંગવા સમર્થ નથી, પરંતુ ઉલટો દુઃખમાં વધારો કરશે. એકની બે વાત થશે, બેની ચાર થઇ –તારા શ્વશુર પક્ષના કાને જશે, તેથી તું હલકી થઇશ અને તેઓનો ચાહ–પ્રેમ ઓછો કરીશ. તેથી તારૂં હૃદય દુભાશે અને ત્યાંથી એકબીજાના હૃદયનાં અંતર છેટાં પડતાં જશે. માટે જરાસરખી વાત પણ પેટમાંથી બહાર કાઢીશ નહીં. **સાયરપેટી** થજે જેથી સુખ ઉપજશે.

ઘરકામથી પરવારી ભરત અગર ગુંથણ અને સદ્બોધનાં સારાં સારાં પુસ્તકોના વાંચનમાં લાગી જજે. ખાલી ગામ–ગપાટા અગર કોઈની કુથલીમાં વખત ગુમાવીશ નહિ. કેમકે અત્યારે ઠેક ઠેકાણે જે કુટુંબ-કલેશનો

દાવાનળ સળગે છે, એ પ્રતાપજ ગામ-ગપાટાનો, ફોગટની કુથલીનો છે. વ્હાલી પુત્રિ ! એથી બહુ ચેતજે.

મ્હારી લાડકવાઇ ! સાંભળ ! અમો તારા માવિત્રો, આ તારા ભાઇ ભાંડુઓ ! એ પીયરીયા તરફ અવશ્ય મોહ-પ્રેમ હોય, એ કુદરતીજ છે. પરંતુ એ પ્રેમ એ મોહ એવો ન હોવો જોઈએ કે એ તારા સુખનો ભોગ લેનારો થાય ! કહેવાની મતલબ એ છે કે- " ભાઇને ઘરે દીકરો આવ્યો, નાની બેન આવી " કાંઈક આંગલું ટોપી આપવાં જોઇએ-આવા પ્રસંગોએ તું માથું મારીશ નહીં, તારા મુરબ્બી વર્ગ ઉપર છોડી દેજે. જો તેમાં માથુ માર્યું તો ઇર્ષાઅગ્નિ ઘરમાં સળગશે, અને તે આસ્તે આસ્તે મોટું રૂપ લેશે. સાને ઇજ્જત આબરૂ અને વહેવારની ગરજ હોય છે, એટલે એ પ્રસગો તારી વગરસુચનાએ પણ સારા ઉજવાશે, એવોજ વડીલોનો ભરૂસો રાખી તું એ બાબત હઠ કે દુરાગ્રહ કરીશ નહિ.

બેટા ! પારકાં પોતાનાં કરવાનાં છે હો ? એ વાત ભૂલીશ નહિ. કેટલીએ જાતની આડખીલીયો અને અડચણો આવીને ઉભી રહેશે; પરંતુ એવા પ્રસંગોએ નહિ ગભરાતાં હીંમત પૂર્વક–વિવેક, સભ્યતા અને મર્યાદામાં રહીને એ અડચણોને દૂર કરવા તારી બુદ્ધિ પ્રમાણે સારા પ્રયાસો કરવા; છતાં એ વાત પણ ન ભૂલતી કે સંતોષ વગર સુખ નથી. હરેક પ્રસંગે સંતોષ અને ક્ષમાનોજ ઉપયોગ કરજે. કે જેથી સુખ તારી પાસે હસતું રમતું આવશે.

દીકરી ! ઘરનું કામકાજ એ તો અંગની કસરત છે. એ કામકાજથીજ અંગનો વિકાસ છે. તેમાં જરા પણ પ્રમાદ કરીશ નહિ. આજથીજ જો કામકાજમાં આળસ કે પ્રમાદ રાખ્યો તો શરીર બેઠાડુ થઈ જશે અને જેથી અનેક જાતના નવા નવા રોગો ઉત્પન્ન થવાનો ભય ઉભો થશે. માટે "ઘરનું કામ એ તો શરીરના પોષણનો ખોરાક છે" એમ સમજી તેમાં

આળસ કરીશ નહિ.

પુત્રી ! સ્ત્રીઓને તેમના પતિ એ દેવસ્વરૂપ છે. હૃદયથી પતિદેવની સેવા કરવી એ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે. જે સ્ત્રી સ્વામીની તન મનથી સેવા કરતી નથી; તેનો સ્ત્રી જન્મ નિષ્ફળ મનાય છે.

સાસરે સુખ હોય કે દુઃખ હોય, પણ હમેશાં તે સ્વર્ગજ લેખવું જોઇએ. "સાસરાનો સુકો રોટલો, પીયરના મીઠાં પકવાન કરતાં શ્રેષ્ટ છે." "સાસરાની ન્હાનીશી મઢુલી, મહીયરના મ્હોટા બંગલા કરતાં વધારે ઉત્તમ છે." કારણ કે ત્યાં હજારો દુઃખો હોવા છતાં સ્વતંત્રતાથી રહી શકાય છે, પીયરીએ અનેક સુખો હોવા છતાં પરાધિનપણે ઓશિયાળો અવતાર કાઢવો પડે છે !

શાણી દીકરી ! સાસુ સસરાની મર્યાદા પાળજે; તેમની સેવા કરજે. દેરાણું જેઠાણું સાથે હળી મળીને

ચાલજે. નણંદની સાથે પ્રેમભાવથી વર્તજે; એ પારકી થાપણ છે, એનું જરા પણ મન કચવાય નહિ તેવું વર્તન રાખજે. આડોસી-પાડોસી, સગા-સાગવા, નાત-જાતથી મળતાવડી થજે. મતલબ દરેકે દરેક વ્યક્તિની ચાહના મેળવજે. લીંબુના પાણીની માફક સૌમાં હળી-મળી આનંદથી રહેજે. અતડાઈ કે મીથ્યાભિમાનને તારા હૃદયમાં વાસ આપીશ નહિ. જીભની મીઠાસ અને હૃદયની સુવાસ એટલી ફેલાવજે કે કોઇને તારા ઉપર અણગમો ન આવે.

બેટા ! એક વાત કહું ? ઝાઝે ભાગે અત્યારે દીકરીઓ સાસરે જાય છે, ત્યારે સાથેજ નોખા ચુલાની ભાવના લઈને જાય છે. હશે ! જેને જે ગમ્યું તે સારૂં ! પરંતુ નજીવા-નજીવા કારણો ઉભાં કરી, કલેશના બી રોપી, હાથે કરી કુટુંબને છીન્ન-ભિન્ન કરી નાંખવાથી તેના વિપરીત પરીણામો સૌને સારવાં પડે છે. એકલ ડોકલપણા જેવી બીજી ખરાબ જીંદગી નથી; વળી

બહોળો સાથ એ સુખ દુઃખ વખતની સાચી સહાય છે. આપત્તિ વિદારણ ગુટીકા છે. એકલાનો અવતાર નથી. સંગે પ્રસંગે એકલપણું બહુ દુઃખદાઈ થઇ પડે છે. માટે એવો વિચાર તો દીકરી ! મનમાં પણ લાવીશ નહિ. આપ્તજનથી ગમે તેટલું સોસવું પડતું હોય, તો પણ મનને સંતોષના કાબુમાં રાખી, જ્યાં સુધી તારૂં ચાલે ત્યાં સુધી તો એ સંયુક્ત સાંકળ તોડીશ નહિ.

બેટા ! ચતુરાઇ અને શાણપણ જરૂર રાખજે, પરંતુ એ ચતુરાઈ ! એ શાણપણને ! દંભ અને વૈરવૃત્તિમાં કેળવીશ નહિ; પણ સત્યતા અને સભ્યતામાં કેળવજે.

દીકરી ! આજકાલ ફેશનમાં આપણા લોકોની બહુ પાયમાલી થતી જાય છે. એ વાત લક્ષમાં રાખી સાદી અને સુઘડતાભરી વ્યવસ્થા રાખજે. કોઇ ચીજ દીઠી કે લેવી, એવી હઠ કરી આપ્તજનોને અસંતોષ આપીશ નહિ. જરૂર પૂરતું અને ઉપયોગી તો

તેઓજ લેવાની અને લાવવાની ગોઠવણ કરશે. ઘર છે એ બૈરાંઓનું છે. જો સ્ત્રી સુઘડ અને શાણી હોય તો ઘરની વ્યવસ્થા ઉત્તમ પ્રકારે રાખી શકે છે; ધુળમાંથી ધાન મેળવી શકે છે. અન્ય શ્રીમંત લોકોનો ડોળડમાક દેખીને તેવાં વૈભવની ઇચ્છામાં ઘસડાવું નહિ. પણ પ્રાપ્ત સ્થિતિમાં સુખ સમજી મનનું સમાધાન કરવું. આવકના પ્રમાણમાં ખર્ચ રાખવું. ઘટતી કરકસરથી વર્તવું એ સારૂં છે. ઘરેણાં કે લુગડાલત્તાથી શરીર શોભાવવા કરતાં, સદ્‌ગુણોરૂપી આભૂષણોથી શરીર શોભાવવાની વધારે કાળજી રાખજે. દયા, પરોપકારવૃત્તિ, ક્ષમા અને સમતા આદિ સદ્‌ગુણોનું પાલન કરજે. સત્યને સાચવજે અને જુઠને જડામૂળથી કાઢજે.

બેટા! અતિથિસત્કાર-પરોણાની ખાતરબરદાસ્ત, એ જીંદગીનો અમુલ્ય અવસર છે; એથીજ આ ઘર-સ્વર્ગ બને છે. હસ્તે મુખડે અને હૃદયના હુલાસથી,

પરોણાની પરોણાગત અને મેમાનની મીજબાની કરવી; એ તો જેના અહોભાગ્ય હોય તેજ એ લ્હાવો લઇ શકે છે. અને એની મીઠાશ શરીરમાં સવાશેર લોહી ચડાવે છે. એવો અવસર સાંપડે ત્યારે હાથથી જવા દઈશ નહિ. યથાશકિતએ લાભ લેજે. અનાથ, આશ્રિતો પ્રત્યે દયા રાખજે. અપંગ, લૂલાં, પાંગળાં, દુ:ખી અને દરદીને યથાશકિત સહાય કરજે.

શાણી ! સ્રીઓનું સાચું આભૂષણ શીયળ છે; એ સ્વર્ગમાં લઇ જનાર સાધન છે, અલૌકિક વસ્તુ છે; તે એક જડિબુટી છે. સૌભાગ્ય એ સ્રીઓનું સુખદાયક જીવીત છે. માટે શીયળ અને સૌભાગ્ય એ બંનેનું પ્રાણ કરતાં પણ અધિક રીતે સંરક્ષણ કરજે.

દીકરી ! તું સદાચરણે ચાલીને સાસરા તથા પિયર બંને કુળને દીપાવજે. તારા પિતાના પવિત્ર

કુળને કલંક લાગે નહિ, તારી જનેતાની કુખ વગોવાય નહિ, અને પ્રાચીન પવિત્ર સતીઓએ આર્યભૂમિમાં ઉત્પન્ન થઇ જગતમાં જે શ્રેષ્ટ પદ મેળવ્યું છે, તેવી ઉજ્વળ કીર્તિને ઝાંખ લાગે નહિ, એવી રીતે સંભાળીને ચાલજે.

બેટા! દરેક વખતે અને દરેક પળે, સંસારના કાર્યો કરતાં-કરાવતાં, પરમાત્મા-પ્રભુને વિસારીશ નહિ એ દયાળુ છે, દીનોનાથ છે, અધમ ઓધારણ છે, એનું સ્મરણ કરજે. સંકટ વખતે એ નાથ! જરૂર સહાય કરશે.

લાડકવાઇ! અત્યાર સુધી જે જે મેં તને કહ્યું તેથી મને કઠોર હૃદયની ન લેખજે. હું જાણું છું કે તું ગાયથી પણ ગરીબ અને હરણથી પણ ભીરૂ છે, પુરા લાડકોડમાં ઉછરી છે, એક પણ કડવો શબ્દ

હજુ સુધી તને કોઇએ કહ્યો નથી, તારા કોમળ હૃદયને ઓળખું છું, છતાં આકરો અને કઠણ સયમ રાખવા તને ભલામણ કરૂં છું; એ ફક્ત તારા ભવિષ્યના સુખ માટે – બેટા ’ સ્વીકારજે અને સુખી થજે.

હોઇ અચલ અહિવાત તુમ્હારા,
જબ લગી ગંગ જમુન જલ ધારા.

અસ્તુ



# વરની માતા પ્રત્યે કન્યાની માતા કહે છે.



મ્હારાં વ્હાલસોયાં બ્હેન !

હું આ સમે બે બોલ વિનંતીરૂપે તમોને કહું છું, તેને હૃદયમાં સ્થાન આપી, તે પ્રમાણે વર્તવા મને વચન આપી આભારી કરશો.

મારી વ્હાલામાં વ્હાલી કહું તે આ મારી દીકરી, મારી આંખની કીકી, મારા પ્રાણથી પણ અધિક, અને મારૂં અમોલું રત્ન; આજે ઘણા હર્ષથી તમારા પુત્રના હાથમાં સોંપું છું, અને રૂણમુકત થાઉં છું.

શીતળ મહીયર છાંયડી,
સ્હેજ કરી નથી દૂર;

(૧૫)

એકલ ! હા મુકવી હવે,
વ્હાલાં ! એ ચીરે મુજ ઉર.

વ્હાલાં વ્હેન ! મેં તેને છાતીસરસી રાખી ઘણા લાડ કોડથી ઉછેરી છે, કોઇ દિવસ વ્હીલી મૂકી નથી, એ મારી લાડકવાઇનો આજે વિયોગ થતાં હૃદયમાં કાંઇ કાંઈ થાય છે. એથી તમો પણ અજાણ નથી કેમકે પરમાત્માએ તમોને પણ દીકરી આપી છે, જેથી માતાના–મનોભાવ, તમો સારી પેઠે સમજી શકો તેમ છો, એથી વિશેષ કહેવાની જરૂર નથી, પરંતુ માતાનું હૃદય છે, એટલે કહેવાઇ જાય છે.

વ્હેન ! મારી દીકરી એ હવે તમો તમારી ગણજો, કામકાજ તેની શકિત પ્રમાણે કરાવજો. કાંઇ ભૂલ થાય તો વ્હાલથી સુધરાવજો. એ ગભરૂ છે ! એકદમ ઘરના કામકાજનો બોજો તેના ઉપર નાંખી દેવાથી તેની શકિતનો લોપ થઇ જશે, માટે આસ્તે આસ્તે તેની શકિત ખીલવી તમામ બોજો ઉઠાવી

શકે એવી કરજો. **તમારો પ્રેમ એને અત્યંત શક્તિ આપશે.** એ બાળક છે, હજુ તો ઢીંગલી-પોતીયાની રમતોનો આનંદ લીએ છે; એવે પ્રસંગે કડવા વચનો એના આત્માના વિકાસને રૂંધશે, તો એ બધાને હાનિકારક છે. માટેઃ—

**બ્હેન ! તમારા અંતરના પ્રેમના ઉમળકાથી તેના આત્માના વિકાસનો માર્ગ મોકળો કરી આપજો.** બ્હેન ! આપને આટલુંજ કહેવું બસ છે.



# શોકગીત



આદશ આદશ પીપળો, આદશ દાદાના ખેતર:
દાદા ..........૧ વળામણે, દીકરી ડાહ્યાં થઇ રેજો;
સસરાનો સરગટ ઘુમટો, સાસુને પાયે રે પડજો;
જેઠ દેખી ઝીણું બોલજો, જેઠાણી વાદ ન વદજો.

નાનો દેરીડો લાડકો, તેના હાં હાં રે ખમજો;
નાની નણંદ જાશે સાસરે, એનાં માથાં રે ગુંથજો.
પિયુ સાથે કરજો પ્રીતડી; એને જમાડી જમજો;
પિયુ આવે જ્યારે બહારથી, એને નેહશી નમજો.
પાડોશીમાં પ્રેમ રાખજો, મીઠાં વેણો રે વદજો;
પાન સોપારી પિયુ વિના, પર નરનાં ન લેજો;
વ્રત નિયમ એવાં પાળજો, દીઠે મારગ સંચરજો.

---

૧આ જગોએ નામ મુકી બોલવું.

## હિત વચનો

૧. પતિની આજ્ઞાને અનુસરીને રહેવું.

૨. મનને ધીરજવાળું રાખીને પતિની સેવામાં સદાયે તત્પર રહેવું.

૩. પતિનું કદી પણ અપમાન કરવું નહિ.

૪. પતિની આવક ઉપર ધ્યાન આપી તેના રાજીપાને અનુસરી યોગ્ય ખર્ચ કરવું.

૫. પતિ પરદેશ ગયા હોય ત્યારે વધારે શરીર શોભા કરવી નહિ પણ યોગ્ય નિયમોનું પાલન કરવું.



# સુંદરીની સાચી શોભા

## રાસડો ( ૧ )

પુનમ ચાંદની૦ એ રાહ.

સખીઓ નિજ નિજ નીતિ–ધર્મ સદા સંભાળીએ રે,
પરમ પવિત્ર પતિવ્રત પટકુળ પરિધાન,
સાસુ સસરા, માતપિતાની સેવા સાચવો રે–
ભાવ સહિત ભકિતથી નિત ભજીએ ભગવાન !
એવા ઉત્તમ ગુણથી ઉભય સુકુળ અજવાળીએ રે–ટેક

**સાખી**–નજરે નજર ન જોડીએ નાથ વિના નર સાથ,
પરનરને નવ આપિએ તાળી હાથોહાથ–

હસવું રમવું જમવું એકાન્તે નવ બેસવું રે,
પતિવિણુ પતિના સહૃ મિત્રોની સંગાથ–એવા૦

**સાખી**-નાથ વિના કરવી નહિ વિનોદ ક્રીડા વાત,
વિશ્વવિરૂદ્ધ નવ વર્તવું ભલે તાત કે ભ્રાત-

સજની! ભ્રષ્ટ થવું નહિ સુધરી સદ્ આચારથી રે,
નિર્લજ નટ ખટની સોબત તજવી સુજાત-એવા૦

**સાખી**-દુઃખી કદરૂપો કૂબડો નિર્ધન નિર્બળ કાય,
મતિહિન પતિત પતિ મળે એ સતીને સુર રાય!

જોડી પગ અંગૂઠે દૃષ્ટિ આઘું ઓઢીએ રે,
સુખકર સાચવીએ સૌ સાથે સંપ સહાય-એવા૦

**સાખી**-ઊંચે સ્વરે નવ ઉચ્ચરવું મૂકીને મરજાદ,
કુલિન બહેન કરવો નહિ વડીલથી વિવાદ.

ચંચળ ચાલે ચટકમટક ચતુરા નવ ચાલીએરે,
શિવસુત કેશવની શીખામણ અંતર યાદ-એવા૦



## રાસડો ( ૨ )

સારૂં સારૂં રે સુરત. એ રાહ–

સૈયર ! સુખકર સંસાર, શીયળ ભૂષણ સજીએ,
એ વિણ નગુણા નરનાર તનમનથી તજીએ—ટેક

પરનર નારી પ્રેમ દિપકમાં પડી પતંગ સમાનરે,
સુજશ શરીર સળગાવી મૂકે કૈંક નફટ નાદાન—શીય.

અવર અખંડિત અંગ અનૂપમ નહિ મળે એક નાકરે,
શિયળ વિના એવા સદ્ગુણ સૌ જેમ સોમલ સંપાક-શીય.

વ્યભિચારીને સહુ સંસારી કરે અધિક ધિક્કાર,
પર પોળે પકડાતાં પડીયા મ્હોટા જનને માર—શીય.

જારકર્મથી જેહ જગતમાં કરે કલંકિત કુળરે,
અક્કલમાં અંગારા ઊડયા ધર્મકર્મમાં ધુળ—શીય.

વેરવિરોધ વધે વ્યભિચારે નિશ્ચય ધનનો નાશરે.
શિવસુત કેશવ શીયળ વંતના દેવ સરીખા દાસ—શીય.

## રાસડો ( ૩ )

પૂનમ ચાંદની ખીલી—એ રાહ

બહેનો ! પતિવ્રતા નિજ ધર્મ પ્રિતે સ્વીકારજોરે,
રહેતાં પતિ સેવામાં હાજર દિન ને રાત,
પામો મુક્તિપદને સુખ ઘણું સંસારમાં રે ટેક૦

સાખી—સત્ય વચન સૌ બોલજો નિજ પતિની સંગાથ,
સાસુ સસરા સર્વને નમજો જોડી હાથ.

રાખી નમ્રપણા ને માન થકી બોલાવજો રે,
વર્તી સદ્ ગુણથી રાખો સહુને પ્રસન્ન—પામો૦

સાખી—નેત્ર—નેહ નવ રાખશો પર પુરૂષની સાથ,
પિતા પુત્ર ગણી ચિત્તથી બોલો એ સંગાથ.

ઠઠ્ઠા મશ્કરી કરીને વધુ કદી નવ બોલવું રે,
વળી એકાન્તે નવ કરવો જરી ગુપ્ત વિચાર—પામો૦

સાખી-દાગીના શું પેખવા ? નિત જોવું પતિ મુખ,
શીયળ સાચવીને રહો અક્ષય પામો સુખ.

લડવું વઢવું કે ગુસ્સામાં કદી નવ બેસવું રે,
રહેવું સંતોષે જે આપ્યું છે જુગદીશ—પામો૦

સાખી—પતિની પ્રકૃતિ હોય જો અગ્નિ કેરી ઝાળ,
સંતોષે બૂઝાવશો સામો નાવે કાળ.

હસવું સહેવું ને સુખેથી જીવન વિતાવવું રે
તેથી થાશે સઘળા કુળનું શુભ કલ્યાણ—પામો૦

સાખી—ધન સંપત્તિ વાસના પટકુળ જુઠા રંગ,
સર્વે ફોકટ જાણજો ધરજો સદ્ગુણ સંગ.

પતિની પ્રીત થકી સંસાર થશે સોહામણો રે
વધશે બાલ-વાડી ને વિભુની નિત્ય મેહેર-પામો૦

॥ ઇતિ ॥



આ ચોપડી ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદીએ છાપી અને વીરચંદ લાલચંદ શાહ રે. આટકોટવાળાએ ધુળીઆમાંથી પ્રગટ કરી.

